શ્રી

# वरदायनी रसिक गायन संग्रह.

---


રચી પ્રસિદ્ધ કરનાર.

સાંકળેશ્વર હરિશંકર દવે.

મુ૦ રૂપાલ



આવૃત્તિ ૨ જી ૨૦૦૦

---

અમદાવાદ

એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

---

કિમ્મત એક આનો.

શ્રી

# वरदायनी रसिक गायन संग्रह.

---

રચી પ્રસિદ્ધ કરનાર.

સાંકળેશ્વર હરિશંકર દવે.

મુ૦ રૂપાલ.

આવૃત્તિ ૨ જી પ્રત ૨૦૦૦

---

અમદાવાદ

એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં

સંવત ૧૯૬૩ સને ૧૯૦૬

---

કિમ્મત એક આનો.

# પ્રસ્તાવના.

જો કે આવા ટુંક ગ્રંથને માટે પ્રસ્તાવનાની જરૂર નથી, તો પણ પુસ્તકમાં દેવી મહાત્મના સંક્ષિપ્ત વૃત્તાંતનો જે કંઇ ભાગ આપવામાં આવ્યો છે, તેનું જુજ વર્ણન આ સ્થળે કરવા ધારૂછું. માતાનું અસલ વરદાયની નામ ઉપરથી હાલ લોકોમાં તેનું વરદક્ષણી (રડેચાં) વગેરે નામ પ્રચલિત છે. અને ૪ સ પૂર્વે પાંડવોના સૈકામાં પ્રકટ કરેલ પંચબલીને હાલ પલ્લી કહે છે. માજીની મૂર્તિ ધાતુની છે અને તે ચાવડાના ઘરમાં રહે છે; તે ચાવડો સિદ્ધરાજના સૈકાથી વંશ પરંપરાનો સેવક ગણાય છે. દેવીનું સ્થાન (રૂપાલ) ગામથી દક્ષિણ બાજુએ આશરે અરધોક માઇલ દુર છે. માતાનો મહોત્સવ (મેળો) આશો શુદી ૯ ને દિવસે નવરાત્રી પુરી થએ ભરાય છે. નવરાત્ર વધતું કે ઘટતું હોય તોપણ નવરાત્રી ગણીનેજ ભરાય છે. આ વખતે ઘણા દૂર દેશોના યાત્રાળુઓ ભેગા થાય છે. અને તેમના તરફથી પલ્લી ઉપર માનતાઓનું ઘી લગભગ પાંચસોમણ ચઢે છે. રૂપાલ ગામમાં બે હજાર ઘરની વસ્તી છે તેમાં શાહુકારનો ભાગ વિશેષ છે.

આ વખતે મ્હારા મનને અતિશય આનંદ એ થાય છે કે આ મ્હારો બાળ પ્રયાસ કે જે નિદાન મ્હારા દક્ષિણ માર્ગના દેવી ભક્ત મિત્રોએ ગુણાવગુણનો વિચાર નહિ કરતાં એકાએક પ્રથમાવૃત્તિનાં તમામ પુસ્તકો ખાસ મનોરંજક માની ખેંચી લઇ આજે મને તેની બીજી આવૃત્તિ છપાવવાની ફરજ પાડી છે.

હવે આ ચરિત્રના પ્રથમના જન્મદાતા તે મ્હારા ખાસ એક

સ્નેહી મે૦ જેતલપાસણા ઇનામદારના કાર્યભારી મુરબ્બી શ્રી ત્રિકમલાલભાઇ સાહેબ હોવાથી એઓશ્રીની આગેવાની પ્રોત્સાહન તેમજ સ્નેહયુક્ત મમત્વથી આકર્ષાઇ તેમના પવિત્ર નામની નોંધ લેવાની સાથે મ્હારા સદ્‌ગુણી બંધુ ગૌરીશંકર જ્યેષ્ઠારામ ગૌતમી તેમજ પરમ સ્નેહી ભાઇ પ્રલ્હાદજી વૈજનાથજી દવેની આ કાર્યમાં થએલી સહાય માટે ઉપકાર માનું છું.

પણ આ પૂર્વના ઉપકારકોનાં નામ સ્મરણ કરતાં જેમની મહા હેરી પ્રત્યે ખરી ભક્તિ, અને મારા પ્રત્યે ઉભરાતાં પ્રેમથી મદદ છે અને આ આવૃત્તિ બહાર આપવામાં જેમનો પરમ આશ્રય છે એવા મારા શેઠ સાહેબ શ્રીમાન્ ઠા૦ પુરૂષોતમદાસ રણછોડદાસનો ઉપકાર માનવો પરમ ઇષ્ટ છે, તેઓ શ્રી મારા નિરંતરના શુભેચ્છક હોઇ આવા કાર્યમાં પણ સહાય કરી છે, જેનો બદલો આપવાને હું કોઇ રીતે શક્તિમાન નથી. જેથી જાહેરમાં ઉપકાર માનવારૂપ આટલી પુષ્પાંજળી તેમની સેવામાં અર્પણ કરી કૃતકૃત્ય થાઉં છું.

લી: કર્તા.



# वरदायनी रसिकगायन संग्रह.

---

અંબે જનની તું કૃપા કરી, અંબે જનની તું કૃપા કરી;
શંકરી જનની તું કૃપા કરી; અંબે૦
પાહીમાં મૂળ પીઠ વાસીની. શંકરી૦
હરિ હરાદિ સુર ધ્યાતિ સકલ મુની;
સેવીત શીવનંદન હરિ. જનની૦ અંબે.

---

માજી કાંતિ દેખી તારી, બલીહારી;
પ્રેમે પુજન કરૂં ભારી બલીહારી
પંચામૃત ને જલધાર, ચંદન અક્ષત અપાર;
કંઠમાં પુષ્પના હાર, કરી ધુપ દીપ તૈયાર;
કરૂં સદા સેવા તારી. બલીહારી.

છો સચરાચર પ્રતિપાળ, મેં ભર્યા પાપ ભંડાર;
હું બન્યો છેક લાચાર, તે ક્ષમા કરો આવાર.
માજી દયા દિલ ધારી. બલીહારી
મા પ્રાણ તણાં આધાર, કર કુમતિનો સંહાર;
મને દુઃખમાંથી ઉગાર, માજી ઉતારો ભવપાર.
હું શરણ આવ્યો તારી. બલીહારી

---

## શાર્દૂલ વિક્રીડિત.

બાલારૂણ સમાન કાન્તિ ધરતી, સ્મિતાનના દેવી જે;
વીણા હસ્ત ધરી મધુર સ્વરથી, ગાયે સુસંગિત જે.
માલા સ્ફટિક શંખ ચક્ર સહિતા, હંસાધી વાહિની જે;
દેવી તે વરદાયની સદય થૈ, સંકષ્ટને કાપજે.

---

જય જય જય આદ્ય બ્રહ્માણિ સરવે સેવક તારા જાગી,
કર સાહ્ય તું જગત જનુની, પુરો આશ અંબે આ મનની; જય૦
નવરાત્રિના નૌતમ દન, હરખે નરનારીનાં મન;
માજી દુષ્ટને કરજો પતંન; જય૦
તારે પારે યાત્રાળુ આવે, જય અંબે અંબે બોલાવે;
પલી ઉપર ઘૃત ચઢાવે. જય૦
તારા નામનો જપ જે જપતા, તે તો લક્ષ્મીપતિ થઇ ફરતા;
અંતે વૈકુંઠ ધામ વિચરતા. જય૦

---

## ગજલ.

શોભા સદા દેખા કરૂં, અંબે તુમ્હારે દ્વાર; ટેક.
તુમ બ્રહ્મરૂપ સનાતની હો, સત્યકો અવતાર. શોભા૦
રવિવાર સાયંકાળ રહે, કૈલાસકી બહાર:
કોઇ ધુપ દે પુજે તુમ્હે, કોઇ ચઢાવે હાર. શોભા૦
તુમ આદ્ય શક્તિ સ્વરૂપ હો, પાવન કીએ સંસાર;
પાપી ચલે સુર લોકકો, કિયે નર્કસેં નિવાર. શોભા૦
અઘ ઓઘમે લીપટે હુવે, દ્વિજ દોષસે ભય છાર;
તુમ દાસકો દર્શન મીલે, બર દેહુ માત મિચાર. શોભા૦

## લાવણી.

વરદાયની માતા સુણો વિનતિ મારી,
હું અરજ ગુજાર્યા કરૂ સ્તુતિ તમારી;
હું પ્રેમ ધરીને આજ આવ્યો છું પારે,
વરદાયની માતા, ચડોને મારી વારે.
તમે મોટાં છો મંમાય દીન દયાળી,
તારી નૌતમ શોભા નજરે મેં નીહાળી;
તારૂં મુખ શરદ પુનમ ચંદ્રના જેવું,
સદા ગોખની મધ્યે ઓપે છે મા એવું.
આ સેવક તારા શરણે આવ્યા આજે,
માજી મ્હેર કરીને સહાયકથા સૌ કાજે;
કરજોડી દિન થઇ દાસ અમો ગુણ ગાઇએ,
રાખો રહેમ નજર અમ ઉપર સદા સુખ લઇએ.

## પ્રભાતિયું.

ધ્યાન ધર ધ્યાન ધર, વરદાઈ માતનું;
જેને સુરવર મુનિ, શિશ નામે. ટેક.
ધ્યાન શિવજી ધરે, વિશ્નું શેવા કરે;
માતનો પાર બ્રહ્મા ન પામે. ધ્યાન૦
આદ્ય બ્રહ્માણી, રૂદ્રાણી મહાલક્ષ્મિ;
વેદ વિખ્યાત, નવખંડ જાણી;
રિદ્ધ સિદ્ધ દાયની, કાપે પાતક કણી;
માત ત્રિભુવન ધણી, અંબે રાણી. ધ્યાન૦
આદ્ય જોગેશ્વરી, માત ત્રિપુરેશ્વરી;
આદ્ય માહેશ્વરી, સુખદાઇ;
દાતા છે શક્તિ મા, ભક્તિને મુક્તિની;
જાણી પોતા તણો, લે નિભાવી. ધ્યાન૦
દુષ્ટ સંહારણી, દૈત્ય દળ મારણી;
ભક્ત જન તારણી, વરદા માતા,
દાસ આ બાળની, રાખ્ય સાશ્વત ધણી;
સાંકળેશ્વર તણું, સુખ શાતા. ધ્યાન૦

---

(રાગ આરતી કલંક.)

થયાં હંસ ઉપર અસવાર, આયુદ્ધો સર્વે સજ્જ કર્યા રે;
કરવા દુર્જનનો સંહાર, „
પ્રગટ્યો વિશ્નુના કર્ણથી અસુર,

સર્વે દેવતાનું ઉતાર્યું નુર, ,,
પિડા પામી દેવ કરે ત્રાત્રાય. ,,
દેવી કરજો અમારી સહાય. ,,
કૃપા કરી આપ્યું વરદાન, ,,
અસુરોનો ઉતારવા અભિમાન, ,,
કરી ક્રોધથી આંખ વિકરાળ, ,,
હણ્યો દુર્મદ ત્યાં તતકાળ, ,,
કર્યો સરવે અસુર સંહાર, ,,
વર્ત્યો સ્વર્ગમાં જયજયકાર, ,,

---

## (રાગ ભૂપ કલ્યાણ.)

પ્રીય માતુશ્વરી દિયો રજા કૃપા કરી,
ગુપ્ત રહેવા આજ હોંષ, અમે ચિત્તે ધરી. ટેક.
એક વરસ છાના રહીને, જાવું છે નિજ દેશ;
માજી સાહાય થઇ અમ ઉપર, દો રૂડો ઉપદેશ. પ્રિય૦
સ્તુતિ સુણી પ્રસન્ન થયાં મા, આપ્યું છે વરદાન,
સરવે ઠામે તમ જય થાસે, રહો કુશળ કલ્યાણ. પ્રિય૦
આજ્ઞા માગી સિધાવીઆ, વૈરાટ નગરમોઝાર,
કૌરવ યોદ્ધા જયમલ્લ આવ્યો, નાશ કર્યો તે ઠાર. પ્રિય૦
વરસ પુરૂ થઇ રણુંને, સીધાવીઆ નિજ ધામ;
કૌરવ સાથે યુદ્ધ કરીને, લીધું રાજ્ય તમામ. પ્રિય૦
દેવિના સ્થાનક આવીને, નમિયા વારંવાર;

પોતે પડછા રૂપ હતાં તે, સ્થાપ્યાં તહી નિરધાર. પ્રિય૦
પાંચે મળી પંચપલ્લી બનાવી, સુવર્ણની તે વાર;
મણિમય પ્રતિમા ત્યાં પધરાવી, હર્ષ વધ્યો અપાર. પ્રિય૦
દેવિ સ્થાપના પલ્લી ત્યારથી, પ્રકટાણી સાક્ષાત;
મહિમા આપનો વધ્યો અતિશય, કલિયુગમાં વિખ્યાત. પ્રિય૦

---

## ( રાગ બનઝારો )

મુને રજા દિયો માતુ મારી, કરૂં સંગ્રામની તૈયારી. ટેક.
માજી આવ્યો શરણે તમારે. ઝટ ચડોને મારી વારેરે;
લેશો અરજી ઉર સ્વિકારી. કરૂં સંગ્રામ.
મારે થયા છે બે ઉપવાસ, સર્વે સેનાને પડીયો ત્રાસરે;
તમ પારે બેઠો ટેક ધારી. કરૂં સંગ્રામ.
મારૂં ધારાનગર રાજન, ત્યારે જમવું મારે અન્નરે;
એવું પણ લીધું છે ભારી. કરૂં સંગ્રામ.
પાટણ પતિ હું સિદ્ધરાજ યશોવર્માનું લેવું રાજરે;
સહાય થાજો દીન દયાળી. કરૂં સંગ્રામ.

---

જગત અંબે માય ભવાની, ધાવ અંબે ઝટ કરી. ટેક.
જગત જનુની બહુની તૈસે, દુષ્ટ મીત્ર સોયરી; જગત.
અધમ પાતકી છગીત સેકા, ધાવ અંબે ઝટ કરી. જગત.

---

થઇ નિર્દય શું તું દયાળી, ઉગાર દયા દિલ ધારી. ટેક.

જશે લાજ અહીં જો મારી, અપકીરતી ગણાશે તારી;

મુક્ત કર અંબે મુને, સુણી દાસની દાદ;

નથી અહાં કોઇ માહરૂં, જઇ કોને કરૂ ફરીયાદ.

આકાશવાણી—માટીનો કોટ રજન્ન, કરીને કર પતન્ન;

સુખેથી કર ભોજન્ન, યુદ્ધમાં કરૂં જતન્ન;

સિદ્ધ—આભાર કીધો તેં માઇ, તે નહી વીસરાયે કયાંહી. થઇ૦

---

( રાગ રામગ્રી. )

સહાય થજો માતુ માહરી, જાવું યુદ્ધને કાજ. ટેક.

ધારાનગર મારે જીતવું, લેઇ લેવું છે રાજ; સહાય.

યશોવર્મા બળવાન છે હું છું નાનેરો બાળ,

પણ આશા એક તાહરી, તમે લેજો સંભાળ. સહાય.

રજા લેઇ રાય પરવર્યો, લેવા શત્રુની લાજ;

જીતિને રણભૂમીમાં, લીધુ રાજનું તાજ. સહાય.

યશ લેઇ વીર આવીઓ, માતુ નમનને કાજ;

તુજ પ્રતાપે રણમાં જઇ, પામ્યો સુખનું સાજ. સહાય.

દેવિ દેવળ જીર્ણ દેખીને, નવું કરીયું તે વાર,

માતુ પ્રતિમા લાવીને, પધરાવી તે ઠાર. સહાય.

ચાવડો રક્ષક મુકીને, સીધાવ્યા નિજ શહેર;

માજી સેવક છું તાહરો, કરજો અમપર મહેર. સહાય.

( રાગ માઢ. )

વરદાયની માતા છો સાક્ષાતા, વરદાન દાતા વંદીએ વારંવાર;

વંદીએ વારંવારરે. વરદાયની.

ગ ભથી દક્ષિણ દેવળ કરીશું, વરખડીયાં મોઝાર;
ડાબે દરવાજો સન્મુખ બારી, પીતળનાં છે દ્વારરે. વરદાયની.
નાના મોટી બે ઘુમટ છે ને, ઉગમણાં છે દ્વાર;
બે બાજુ બે આંજી શોભે, માજી ગોખમાં સારરે. વરદાયની.
ત્રણે બાજુએ ધર્મશાળા છે, બાગ રૂડો સન્મુખ;
જમણે શંકર સિદ્ધેશ્વરતે, દુઃખીનું કાપતા દુઃખરે. વરદાયની.
સરસ સરોવર જમણી બાજુ, નિર્મળ વારિ જણાય;
તરત પારખું ત્યાં માજીનું, ચોપડ વસ્ત્રનું જાયરે. વરદાયની.
ભાવ ભક્તિથી જે ગુણ ગાશે, માજી કરશે મહેર;
સાંકળેશ્વર છે સેવક તારો, કરજે લીલા લહેર. વરદાયની.

---

જુઓ જુઓ શોભા મંડળીની બની; ટેક
સેવકો આવ્યા બનીને ઠણી. જુઓ.
ત્રણે મંડળીઓ ભેગી થઇ છે;
હોંષ વાધે એક બીજા તણી. જુઓ.
યુવાન સરવે ઝાંઝર ઝાલે;
ગર્જના રામ ઢોલની ઘણી. જુઓ.
નિશાન સરવે ફરકા ખાય છે;
પડઘમ ને બિગલ મનહરણી. જુઓ.
ખાનગી સિપાઇ હથીઆર બંધ છે;
સરકારી પોલીસ બંદુક ભરી. જુઓ.
વાઘો વગાડતા, ને આનંદ કરતા;
માતુ મંદિર જાય વધામણી જુઓ.

વરખડીયામાં માજીનું ધામ છે;
સિંહાસન બિરાજ્યાં શીરોમણી. જુઓ.
સેવક સરવે ઉભા છે શુરવીર,
વિજય પતાકા ફરકે ઘણી. જુઓ૦
અંબાના સ્થાનકે હવન થાય છે,
દર્શન કરી જાય ઘર ભણી. જુઓ૦

---

**( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે. ) એ રાગ.**

મહાશુભ સુંદર શ્રીમતિ રૂપવતિ નગરીને વિષેરે;
રૂડું વરખડીઓમાં વરદાયનીનું ધામ હેતે ચાલોને દર્શને જઇએ આપણેરે ટેક.

રૂડો દિવસ રવિવારનો, દર્શન જાય નરનાર;
ગોખ મધ્યે બિરાજતાં, તેજ તણો નહિ પાર;
કરે કંકણ ચુડી અતિ શોભિતિરે;
પગે સાંકળાં ઝાંઝરનો ઝમકાર. હેતે૦

નાકે નથની વાળી છે, શોભા તેની અપાર;
કાને અકોટી ઢળકતી, ટીલડી છે ભભકાર.
હાથે બેરખી બજુબંધ, શોભતારે;
દામણી એ છે હીરાનો જડાવ હેતે૦
શંખ ચક્ર કમંડલુ ચોથી છે જપમાળ.
આયુધ હસ્ત ગૃહી થયાં, હંસ ઉપર અસ્વાર;
માથે સોનાનું છત્ર શોભી રહ્યુંરે;
દીસે મુકુટ કંઠમાં મુક્તા હાર. હેતે૦

હાંડી ઝુમ્મર લટકતા, ગલાસ ગોળા સાર;
દ્વારે તોરણ શોભિતું, તમના હારોહાર.

માથે જરીયન ચંદની ઝુલતીરે,
મુખ શરદ પુનમના ચંદ્ર સમાન. હેતે૦
આવે દિવસ નવરાત્રિના, ઓચ્છવ રૂડો થાય;
નર નારિ સૌ ભાવથી, માજીના ગુણ ગાય.
હરવા ફરવા રમવા જમવા જઇએ મંદીરેરે;
દર્શન કરવાથી પાપ નિવારણ થાય. હેતે૦

---

ગરબો.

ચાલો ચાલોને સૈયર સાથ, દરશન કરવાને;
લીઓ લીઓ ગુલાબના હાર, પ્રિતે ધરવાને. ટેક૦
સરખી સૌ સાહેલીઓ, સજી સોળ શણગાર;
પુષ્પ શ્રીફળ કરમાં ધરી, જઇએ માજી દ્વાર.
રૂડું ધરીએ અંબાનું ધ્યાન, ગરબે ગાઇરે;
જોઇ તાળી અને વળી તાન, હરખે આઇરે; ચાલો.
નવરાત્રિના દીનમાં, નૌતમ શોભા થાય;
દેવીના દરબારમાં, જય જય જય ઉચરાય.
અંબે પુજન કરી માગીએ, વર આપોરે;
પતિ આયુ વધારી માત, દુઃખડાં કાપોરે. ચાલો.

---

(થયા છોરે પતિ તેજ પ્યારી તનના) એ રાગ.
માતુ મારી વરદાયની માજી, વંદન કરીએ આજ;
વંદન કરીએ આજ, માજી વંદન કરીએ આજ. માતુ૦

સિંહાસને આપ બિરાજી, સૌની કરતાં સહાય;
મુજ માતા, સુખશાતા, છો દાતા, ગુણ ગાતા.
વરદાયની માતુ રહેમ નજરથી, સૌની રાખો લાજ. માતુ૦
પરનગરથી સૌ નરનારી, યાત્રા કરવા કાજ;
માજી તારે, પારે આવે, કષ્ટ જાવે, સુખ પાવે;
છો જગત જનેતા માજી વરદા, ભકતોનાં શીરતાજ. માતુ૦
દિનદયાળી માતુ તમે છો, નજર કરો આવાર;
માતુ મારી, શોભા તારી, અતિ ભારી, છે પ્યારી;
દેવી પાપ નિવારણ કરીને, કરજો રૂડાં કાજ.

---

આયે મંદિરીએ હમ તોરી, ગાવત નચત જાપ જપત હે;
દિલ મોરી તુમસે લાગી, દેખો દયાળી, મંદીરી૦ આયે૦
સુરનર મુનીવર ગાન કરતહે, વેદે વીરચી ધ્યાન ધરત હે;
તુમ ભવપાર દિન દાસ કરોરી. મંદીરીએ૦ આયે૦

---

વરદાઇ માત મોરીસે, પ્રીતી લગાયગે. ટેક.
માત મોરી ભોળી, અસુર નાંખે ચોળી;
સુરત મોરી મૈયાં કે, ચરણે લગાય કે. વર૦
ધ્યાન ધરત તેરા, સંકષ્ટ હરો મેરા;
દુઃખરૂપ દરિયાસે, દીન કો બચાય લે. વર૦

---

સુંદર સામળીઆ નામ જપીશ નીત તારૂં ) એ રાગ

વરદા વટેશ્વરી, ધ્યાન ધરીશ નિત્ય તારૂં;
દૂર્મદ વિદારણી, ચરણ કમલ ચિત્ત મ્હારૂ. વરદા૦
નિરખી નિર્મળ કાંન્તિ તમારી, કોટી રવિ સમ પ્રકાશ ભારી;
સુર મંડળમાં કિરતિ રસાળી, અહા ! હૃદયને આનંદકારી.
શું વરણુન કરૂ તારૂ, વરદા૦
સાંભળી મમ માત દયાળુ, માત માતને માત હું બાળુ.
તુજ વિણ અન્ય શરણ નહિ સારૂં, જપ તપને ગુણગાન તમારૂ.
તું રક્ષણ કર મારૂં; વરદા૦

---

( દિલ મારૂં માને નહિ મનડું ઠરે નહિ. ) એ રાગ

મમ માતુ વરદાયની, છો સુખ દાયની, કૃપા કરો અમ ઉપરે;
હું વંદુ નમી નમી પાયે તારે પડી (હેમ) દ્રષ્ટી કરો દીન ઉપરે
નેત્રે પ્રીતિ ઝળકી રહી, તુજ ચરણમાં જનની અરે;
ઉર્મી અંતર ઉછળી રહી, તુજ દર્શતાં તવ મંદીરે.
તુજદાસ પારે આવીને, કરે જયજય ઉચ્ચારરે;
અપરાધ બાળા ક્ષમા કરીને, વિનતિ ઉર ધારરે.
અરે હું આ ભવાબ્ધિમાં ડુબી ગયો છું, લેતું
ઉગારી તારે આશરે. મમ માતુ૦

---

## (દશરથ સુત રામચંદ્ર સુન પોકાર મેરી.) એ રાગ

જય જય જગદંબ અંબ, સુન પોકાર મેરી;
તેરે દાસ દરસ કાજ, સેવે સબ સુખ સાજ,
દીજે બર બેગી આઇ, કરત અરજ તેરી. જય૦
સુર નર મુનિ ધરત ધ્યાન, તેરે ગુન તેરે ગાન;
દિનબંધુ કાટ ફંદ, કલિમલ અઘ મેરી.. જય૦
સિદ્ધરાજ તપ નિહાર, દિન્હો બર લીન્હો તાર,
પલમે ગઢ ધાર ધસી, ભૂપ કિરત ફેરી; જય૦
બિનતી હય દાસકી એ, રંકકુ ઉગાર લીયે.
દુષ્ટ હનન સુદ્દ કરન, દેઉ દરસ તોરી, જય૦

---

## (વાટ જુએ છે વ્હાલી રસિકવર રજા અમે તો લેઇશું)

**સાહેલી**—નૌતમ શોભા થઇ છે બેની, ચાલો જોવા જઇશું બ;
દ્વિજમંડળ જ્યાં વેદ ભણે છે આપણુ ગરબે ગઈશું બ
**કમળા**—પારે હવન સાહેલડી થાય છે ?
**લલિતા**—હા, ઘરત ઘણું હોમાય છે
**વિદ્યા**—સ્વાહા સ્વાહાના સાદ માંહી વાદ્યોના નાદ.
**કમળા**- (એમકે !)

લલિતા—ચાલ ચાલ જોને માજી. હુંતો થઇશ જોઇને રાજી;
વિદ્યા—જોતાં ભૂલો ભાન છેક મુકે મુનિવર ટેક.
કમળા—આસો જઈશું બા ?
વિદ્યા—બેની તું ?
સવિતા—હા જઇએ બા
કમળા—અલીતું ?
લલિતા—હા આવજો બા કરી રમત ગમત; ખુશી થઇ શું બા. નો૦

---

વરદા માતું જેવો તેવો હું છું તારો; ટેક
અમે આઇ દાસને પાર ઉતારો. વરદા માતુ
કુડ કપટને અતિ લોભી, જગમાં છું ધુતારો;
પણ મારે એક આશરો તારો, કષ્ટો તમે વિદારો. વરદા૦
મોહની જાળમાં લપટાઇ, અવળા ઉદ્યમ કીધા;
મત્સરથી દુષ્ટ સંગ કરીને, અનેક અવગુણ લીધા. વરદા૦
દોષ હમારા દૂર કરીને, દયા દિલમાં ધારો;
અમો અજ્ઞાની બાળ તમારાં, ભવસાગર ઉતારો. વરદા૦

---

## સાત વાર.

સખી આદિતવારે આદ્ય બ્રહ્માણી મ તારે;
છો કળીયુગમાં વિખ્યાત, સુખનાં દ તારે.
સખી સોમે સુધને બુદ્ધ સૌને આપોરે;
કોટી જનમનાં પાપ દયા કરી કાપોરે.
સખી મંગળ વારે, માત છે અલબેલીરે;
દર્શન કરવા માટે હું થાઉ ઘેલીરે,
સખી બુધે બહુ બળવંત માત સમરીએરે;
અહનિશ દેવી ધ્યાન, રૂદેમાં ધરીયેરે.
સખી ગુરૂએ સરવે દેવ આવી નમતારે,
ચોસઠ યોગણી સંગ, વરદા રમતાં ;
માતુ શુકરવારે શાંત મનડાં કરજોરે,
આ અબળાઓનાં દુઃખ, સરવે હરજોરે.
સખી શનિશ્વરે સૌ સાથ, ઉમગે જઇએરે,
નમી માતુને બહુ વાર, ફેરી ફરીએરે;
-જે સપ્તવારનો છંદ પ્રેમથી ગાશેરે,
સાંકળેશ્વર કહે સૌ દુઃખ તેનાં જાશેરે.

---

## પંદર તિથીઓ.

### (રઘુપતી રામ રૂદેમાં રહેજોરે) એ રાગ.

સખી પડવે તે પહેલો દનરે, રાખો વરદાયની ઉપર મનરે;

મારૂં તન મન તલસેછે તન, સખી મને દરશનની લ્હે લાગીરે.ટેક
સખી બીજે બાળા કોડેરે, જઈએ માજીના વરઘોડેરે;
ગરબો ગાવાની પાડો હોડ. સખી મને૦
સખી ત્રીજે ત્રિભુવન માતરે, હંસવાહની છો સાક્ષાતરે;
લીધું ચક્ર તે જમણે હાથ. સખી મને૦
સખી ચોથે ચતુરા ચાલેરે, ગાય ગરબે ને તાળી આલેરે;
સોળે શણગાર સજીને મહાલે. સખી મને૦
સખી પાંચમે પ્રયાણ કરીએરે, દેવી ધ્યાન રૂદેમાં ધરીએરે;
સરવે શુભ નીતિ આચરીએ. સખી મને૦
સખી છઠે છબીલી નારરે, થાઓ સરવે સખી તૈયારરે;
લીઓ દીવા ને પુષ્પના હાર. સખી મને૦
સખી સાતમે સૌ જણ આવોરે, અંબા આગળ જઈ ગુણ ગાવોરે
ઘણા ઉમંગથી લ્યો લ્હાવો. સખી મને૦
સખી આઠમે આનંદ થાયરે, સગેવરમાં જઈ સૌ ન્હાયરે;
સરવે ચોપડ વસ્ત્રનું ન્હાય. સખી મને૦
સખી નોમે નૌતમ જોશોરે, કેટી જન્મનાં પાપજ ધોશોરે;
હાથ આવેલો અવસર ખોશો. સખી મને૦
સખી દશમે દશ અવતારરે, આવી નમન કરે વારંવારરે:
કર્યો દુર્મદનો સંહાર શખી મને૦
સખી અગીઆરશે એકાંતરે, પાંડવ જોઈને થયા શાંતરે;
માજી ભાગો મનની ભ્રાંત. સખી મને૦
સખી બારશે બહુ દુઃખ કાપ્યુંરે, પાંડવોને વરદાન આપ્યુંરે;
ત્યારે વરદાયની નામ સ્થાપ્યું. સખી મને૦

સખી તેરશે તાલ મૃદંગરે, ઓચ્છવ થાય છે વિધવિધ રંગરે;
વારે ધાયાં સિદ્ધરાજની સંગ. સખી મને૦
સખી ચૌદશે ચતુરાઇ કીધીરે, ચી ઢોળવાની રજા દીધીરે;
સેવકોને આપી રિદ્ધિ સિદ્ધિ. સખી મને૦
સખી પુનમે પરભવ પાપરે, સામું જોઇને કરજો માફરે;
સાંકળેશ્વરનાં દુઃખ કાપ. સખી મને૦
તિથો ભાવથી જે કોઇ ગાશેરે, માજી પ્રસન્ન તેને થાશેરે;
તેનાં દુઃખ દારિદ્ર જાશે. સખી મને૦

---

## બારમહિના.

### ( અગન કેરી ગાડીરે આવી. ) એ રાગ.

વરદાયની માતને વિનવું, ગણપતિને લાગુ પાય,
સરસ્વતિ બુદ્ધિ આપજો, જેથી ગુણ તમારા ગવાય;
વરદાયની દરશન આપો, દરશન દો મોરી માત. વરદા૦
કારતકે કરૂણા કરી, વશીયાં રૂપાલ ગામ;
ચાલો જઇએ મંદિરીએ, રૂડું વરખડીઆંમાં છે ધામ. વરદા૦
માગશર મહિને મનમાં, મળવાની છે હામ;
કરજોડી કરૂં વિનતિ, મારાં પુરણ કરજો કામ. વરદા૦
પોષે પરદુઃખ કાપીને, સૌની કરજો સહાય,
અબળાને સુખ આપજો, સદા ગુણ તમારા ગાય. વરદા૦

મહા મહીને મનમાં ઘણી ચિંતા અમને થાય;
ઘરમાં ઘડી ગોઠે નહી, તમ દરશનમાં ચિત્ત જાય. વરદા૦
ફાગણ મહીને ફુલીઓ, વસંત રૂડી પેર,
સોળે શણગારો સજી, ગુણ ગાય છે વિધ વિધ પેર, વરદા૦
ચૈત્રે ચમ્મર ઢોળીએ, માજીને દિન રાત;
ઘણા દિવસના દુઃખની, ચાલો માંતુને કહેવા વાત. વરદા૦
વૈશાખે વસમો થયો, ગ્રીષ્મ રૂતુનો તાપ;
અબળા જાતિ સુ કોમળી, કેમ સહન કરે પરિતાપ વરદા૦
જેઠે જશ ગાવા તણો, સૌને ઉપજે પ્રેમ;
મન વાંચ્છિત ફળ માગવા, સખી લઇએ દરશનનું નેમ. વરદા૦
અષાડે અંબે આવજો, આશા પુરવા કાજ;
ચિત્ત લાગ્યું તમ મન વિષે, માજી રાખજો સૌની લાજ. વરદા૦
શ્રાવણ મહીને સજ થયાં, સેવકનાં કરવા કામ;
માજી કરીએ વિનતિ, તમે દુષ્ટનો ફેડજો ઠામ. વરદા૦
ભાદરવે ભય ભાગવા, અંબેનું ધરીએ ધ્યાન;
દુરિજન હોય તે નિંદશે, દેવી ઉતારશે અભીમાન, વરદા૦
આસો મહીને આવીઆ, નવરાત્રિના દન;
શોભા નિત નવી નવી બને, મારૂં જોવાને ઇચ્છે મન્ન. વરદા૦
અધિક માસમાં અધિક છો, તમથી મોટું નહી કોય;
માતને તાત તમો માહરે, બીજું સગપણ મીથ્યા હોય. વરદા૦
સંવત ઓગણ [illegible]ઠાવનો, અધિક શ્રાવણ માસ;
સાંકળેશ્વર ગુણ ગાય છે, તારા દાસ તણોદાસ. વરદા૦

---

## મનહર છંદ.

રડું છે રૂપાલ ગામ, વરદાયનીનુ ધામ;
વરખડીયોમાં ઠામ, શોભા અતિ ભારી છે.
સોમનાથ મહાદેવ, સિદ્ધનાથ તતખેવ;
નિલકંઠ શિવ તણી, જુક્તિ બહુ સારી છે.
ઠાકોરનાં ત્રિ મંદિર, શોભિત અતિ સુંદિર;
રામજી ઉભા ગંભીર, સૌના હિતકારી છે.
વ્હેરાઇ ને ખોડીયાળ, મોરીજ છે તતકાળ;
અંબાજી લે છે સંભાળ, એવી દિન દયાળી છે.
ભાગોળે છે બાળાપીર, ત્રણ છે તળાવ તીર;
સાત કુવે ખેચે નીર, જળ મીષ્ટકારી છે.
બ્રાહ્મણ વસે છે ઝાઝા, લાડુ ખાઇ થયા તાજા,
કોઇની ન રાખે મઝા, એવા ઉપકારી છે;
બીજા વસે પાટીદાર, વાણીયા છે શાહુકાર,
કુલ ઘર બે હજાર, માતુ સહાયકારી છે.

---

## ગરબો ૧ લો.

સાર સારૂંરે રૂપાલ ગામ, વડેચી અલબેલી; ટેક
નવ ખંડમાં માતું નામ. વડેચી.
માની શોભા શીરે વખાણું, મુખે કહી નવ જાયરે.

શેષ સનકાદિક પાર ન પામે, એવી બ્રહ્માણીમાય. વડેચી.
સંવત ઓગણી એકત્રીસામાં, નવું દેવળ બંધાવ્યુ રે;
માતાજીની કૃપા વડેતો, સૌના દિલમાં ભાવ્યું. વડેચી.
આસોમાં નવરાત્રી આવે, નવી નવી શોભા બનાવેરે;
ગાડી ઘોડા રથ લેઇને, દરશન કરવા આવે. વડેચી.
સાત દિવસ વહી ગયા, આઠમની પલ્લી થાય રે;
ચોકારીમાં ફેરવી, બોરીજ માતાએ લેઇ જાય. વડેચી
આઠમનો દિન પુરો થયોને, નોમનો દિવસ આવેરે;
મુખી હવાલદાર ચોરે આવી, ઢેડાને બોલાવે. વડેચી.
ખીજડો વાઢી લાવી નાંખ્યો, મોટા માઢની માંહરે;
સુતાર બએ કોહા લેઇને, પલ્લી ઘડવા જાય. વડેચી.
પલ્લી ઘડીને તૈયાર કરી, હજામ ચિંતા ધરાવેરે;
સોટા વાઢી લાવી મુકેલા, તે લેઇ બાંધવા આવે. વડેચી.
કુંભાર કુંડાં છાંદી રહે, માળી તોરા માંડી લાવેરે;
સૌને માથે કર એવો કે, વગર તેડાવ્યાં આવે. વડેચી.
બપોરે મંડળી ભેગી થઇને, લોક મળ્યું છે અપારરે;
રામઢોલ, પડઘમ, બિંગોલ, ગાજે, ઝાંઝરનો ઝણકાર. વડેચી.
નાના પ્રકારનાં વાજીંત્ર વાગે, નિશાન ફરૂકા ખાયરે;
મંડળી જ્યાં દરવાજે આવે, ભીડ બહુ ત્યાં થાય. વડેચી.
માને પારે હવન થાય માંહ્ય, ઘ્રુત ઘણું હોમાયરે;
બ્રાહ્મણ સઘળા વેદ ભણેછે, માતુની મંગળ ગાય, વડેચી.
રૂડું ગામ રૂપાલ છે માંહ્ય વસે ઉજળી વર્ણરે;
માજીના ગુણ ગાવા માટે, માંડવી નીકળે ત્રણ. વડેચી.

હાંડી ગોળા ગલાસ ઝુમ્મર, તખ્તાં ચંદની માળીરે;
નરનારી સૌ ગરબા ગાયને, વાગે છે ત્યાં તાળી. વડેચી.
ફરતાં ફરતાં જોવા જાતાં, વિતિ ગઇ મધરાતરે,
ખીચડો ચઢી તૈયાર થયો, ત્યારે પ્રગટયાં પલ્લી માત વડેચી.
મોટા માટમાં પલ્લી આવે, ઘૃત ઘણું ઢોળાયરે;
વચ્ચે છ મુકામ કરી, તરવાડીયાંને માઢે જાય. વડેચી•
ઘીની ઘડીઓ મોટી ભરેલી, કુલ્લાં છે તૈયારરે;
શેવક પલ્લી ઉપર ચઢીને, ઢોળી દે નિરધાર. વડેચી•
ભાટવાડે રાજવાડે થઇને, ચોકારીમાં આવેરે;
નરનારી દર્શન કરે ત્યાં, ઘી ઘણુ ચઢાવે. વડેચી•
છોકરાંને આંગળી ન મળે, એવું મોઘું ઘી ઢોળાયરે;
ત્યાંથી ઉપડી મંદિર આવે, જેઅંબે જેઅંબે થાય. વડેચી•
ઘી ભરેલું ઢોળી દેઇને, પટેલ આજ્ઞા માગેરે;
વચ્ચે એક મુકામ કરીને, વાણીઆ પાયે લાગે. વડેચી•
ઘડીવાર ત્યાં ઉભાં રહી, ખોડી આંબલીએ જાયરે;
ઘીનાં કુલ્લાં ડબા ભરેલા, પલ્લી ઉપર ઢોળાય વડેચી•
ઘી ઘણું ઢોળાય છે જેમ, આવ્યો અપાડો મેહરે;
ચોપાં વસ્ત્ર ધોવાઇ જશે, તેમાં નહી સંદેહ. વડેચી•
બાવીસ મુકામે ચુહાણુ જઇને, મંડપ સામું જોયુંરે
ભાવ થકી દર્શન કરે તેનું, દુઃખડું સરવે ખોયું. વડેચી•
મંડપ બિરાજ્યાં મહેર કરીને, પુજા આરતી થાયરે;
સેવક સરવે નાહી ધોઇને, અંબાના ગુણ ગાય. વડેચી•

આંધળાંને આંખ આપે, પાંગળાંને પાયરે;
વાંઝિયાને દેવી પારણાં બંધાવે, એવી બ્રહ્માણી માય. વડેચી०
હાથ જોડી વિનતિ કરીએ, દુષ્ટને બાળી લેજોરે;
સાંકળેશ્વર છે દાસ તમારો, દરશન મુજને દેજો. વડેચી०

---

## ગરબો ૨ જો.

ધન વરદાયની કર સુદરશન હંસ ઉપર અસવારી;
ધન શોભા ઘણી, મોટા દૈત્યોને નાંખ્યા તેં મારી. ટેક
કરી કૃપા રૂપાલને શોભાવ્યું, વૈકુંઠ દરશન તે અહીં આવ્યું;
સૌ સેવક જનને મન ભાવ્યું, ધન વરદાયની०
શ્વીંગારે શોભા બહુ સારી, દરશનને આવે નરનારી;
લાવે શ્રીફળ હાર દીવા ભારી ધન વરદાયની०
માએ પહેરી નવરંગી સાડી, ચોફેર કસબની કોરાળી;
એવી શોભા નજરે મેં ભાળી. ધન વરદાયની०
મોતીયાંની માળા લળકે છે, દામનીયે હીરા ઝળકે છે;
માને કપાળે ટીલડી ચળકે છે ધન વરદાયની०
હીરા કંકણીઓ હાથ ધરી, પહેરી વેઢ વીંટીઓ તેજમણી;
દિન હું છું કેમ શકું વરણી, ધન વરદાયની०
ચળકે છે ચાંદની રાત ઝાઝી, ગરબે ઘુમતાં મારી માજી;
લળી લળી તાળી લે છે ગાજી, ધન વરદાયની०
આસો સુદ નોમે નવરાત્રિ, ભરાય મેળો આવે જાત્રી;
આવે અમલદાર કરવા ખાત્રી, ધન વરદાયની०

નોમે સૌનાં દિલ હરખાયે, મધ્યરાત્રે પલ્લી ભરાયે;
બાવીસ મુકામ ઘી ઢોળાય. ધન વરદાયની०
જેને રૂદીયામાં રાખ્યો ટેક, ઓળખી બ્રહ્માણી તું એક;
તેને ન્યાલ કરી નાંખ્યો છેક. ધન વરદાયની०
આદિત્ય જ્ઞાતિ સેવક તારો, ચરણુથી નવ રાખો ન્યારો;
સાંકળેશ્વરને મા ઉર ધારો ધન વરદાયની०

---

## ગરબો ૩ જો.

ગાયકવાડી છે રૂપાલ ગામરે, શિયાજીરાવ કેરૂ રે;
રૂડું વરદાયનીનું ધામ, શિખર બંધ દેરૂં રે.
ડાબી બાજુએ દરવાજો, ઉપર છે ધાબુ રે;
જમણા છે સિદ્ધેશ્વર ત્યાંય, અવિચલ બાબુરે.
ત્રણે બાજુએ ધર્મશાળાને, સન્મુખ બારીરે;
સામી ઉભી છે પલ્લીમાત, સેવક સુખકારીરે;
થયાં હંસ ઉપર અસ્વારરે, ચક્ર હાથ ધારીરે.
કર્યો દુર્મદનો સંહાર, દેવોને ઉગારીરે;
સહાય થયાં પાંડવોને માતરે, પ્રગટ થવા ધામરે.
ત્યારે સ્થાપન કરીયાં ત્યાંય, વરદાયની નામરે;
ટેક ધારી બેઠો સિદ્ધરાજરે, આવી ઉમંગેરે,
ધારાનગર જીતવા કાજ, દેવી ગયાં સંગેરે;

ધી ઢોળાય અપરંપારરે, વર્ણન શું કરીએરે,
એક ટેક ધારી મનમાંહ્ય, ધ્યાન રૂદે ધરીએરે;
ભાવ થકી ચાલો દરશનરે, માજીને પારેરે,
તે દુ:ખભંજન છે, માત ભવસાગર તારેરે;
કોઈ નિર્ધન લખેશરી કરીયારે, દુ:ખ સહુ કાપીરે,
અહોનિશ કરી જેને સેવ, બુદ્ધિ રૂડી આપીરે;
સરવે સેવકોની કરો સહાયરે, દયાદિલ ધારીરે;
તારા ગુણ સાંકળેશ્વર ગાય, માજી લ્યો ઉગારીરે,

---

## ગરબો ૪ થો.

રંગમાં રંગમાં રંગમાંરે, માત વડેચી ખેલે રંગમાં. ટેક.
આસોમાં નવરાત્રી ખેલે, થૈકાર થૈકાર અંગમાંરે. માત૦
નવ દુરગાઓ ટોળે મળી ત્યાં, ગાય છે અતિ ઉમંગમાંરે માત૦
રૂમઝુમ કરતાં કુદડી ફરતાં, હીંડે તાળીના છંદમાંરે. માત૦
શોભે શણગાર દેવી અંગે સોહાવે, હીરાજડયા છે માના નંગમાંરે માત૦
ચંદન કેશર કસ્તુરી કેવડો, અબીલ ઉડે આનંદમાંરે. માત૦
ભાવ ધરી જે આવી નમે છે, કામ થાય તેના મનનાં. માત૦
સાંકળેશ્વર ગુણ ગાય તમારા, રાખો અતિ આનંદમાંરે. માત૦

---

# ગરબો ૫ મો.

રૂડે ગરબે રમે છે વરદ.પનીજો, ટોળે મળી ત્યાં ચોસઠ જોગણીજો. રૂડે ટેક.
આવ્યાં પાવા તે ગઢથી કાળીકાજો, ચુંવાળમાંથી બહુચર બાળીકાજો રૂડે.
આવ્યાં આરાતેસુરથી અંબિકાજો, પાયે ગાજે છે ઘુઘરીના ઘમકારજો રૂડે.
આવી તુળજાને ચંડેશ્વરીજો, મઠમાં એકઠી મળી પરમેશ્વરીજો. રૂડે.
ગાય ગરબોને ડગ ધીમાં ભરેજો, તાળી લેવાને કર નીચા ધરેજો. રૂડે.
શક્તિ સરવે મળીને ફરે ફુંદડીજો, દેવ આવ્યા જોવાને મન ધરીજો રૂડે.
ગરબો ભાવને ભાવથી નીત્યે ભજેજો, તેનાં દુઃખદાળીદ્ર સરવે તજેજો. રૂડે
સાંકળેશ્વર ગુણ તારા ગાય છેજો, માત વડેચી જેને સહાય છેજો. રૂડે.

---

## આરતિ.

જય વરદા માતા, જય વરદા માતા;
બ્રહ્મ સનાતન દેવી, શુભ ફળનાં દાતા. જય૦
રૂપ શિલ અતિ સુંદર નિજ સેવક ત્રાતા; નિજ૦
હંસ વાહનિ છાજે, હરિહર ગુણ ગાતા જય૦
જગત જીવન જગદંબ, દેવે અરજ કરી; દેવે૦
અસુર દળ સંહાર્યું, અદ્ભુત રૂપ ધરી. જય૦

ચંડી રૂપ ધરીને, મહિષાસુર માર્યો, મહિ૦
હિમાચલ નિવાસી, શુમ્ભ નિશુમ્ભ તાડયો; જય૦
પાંડવ સહાય કરી તેં, સિદ્ધરાજ તાર્યો; સિદ્ધ૦
બ્રહ્માણીના વેશે, મધુકૈટભ માર્યો, જય૦
કર મધ્યે કમંડલ, ચક્ર ત્રિશુળ ધરતાં; ચક્ર૦
સુખ કર્તા દુખ હર્તા, યુગને સંહરતાં, જય૦
આદ્ય શક્તિ છે એક, ચંડિ ચામુંડામા; ચંડી૦
અનેક રૂપ ધર્યા તે, તું બહુચર અંબા, જય૦
અંબાયાની આરતિ, જે કોઇ ગાશે; જે ગાશે૦
દાસ દવેની વિનતિ, સુખ સંપત થાશે, જય૦

---

## (રાગ કલ્યાણ.)

પ્રણામ પ્રણામ પ્રણામ, માતુ આપને પ્રણામ;
રજા લઇને આપની, અમે જઇએ મુકામ. ટેક
પરિતુષ્ટ થઇ અમ ઉપર તું, મલિનતાને કાપ;
આ સેવક મંડળ સધળાને, પ્રસાદ તારો આપ, પ્રણામ૦
અહોનિશ તન મનથી જેણે, સેવા તારી કીધ;
માજી સહાય થઇ તે ઉપર, બુદ્ધિ રૂડી દીધ, પ્રણામ૦

અલ્પ જ્ઞાની તરૂણ વયનો હું છું તારો બાળ,
કરી કૃપા તું સાચી દેવી, સૌની લે સંભાળ. પ્રણામ૦
ભુલ ચુકની માફી કરજો, બાળ ગણી નિરધાર;
સેવકના સંકટ સમયે માજી કરજો વહાર. પ્રણામ૦
રૂપાલ ગામનો વાસિ હું છું સાંકળેશ્વર છે નામ,
દ્વિજ મંડળ દ્વિવેદી કુળમાં, ચોકારીમાં ઠામ. પ્રણામ૦

समाप्त.

# જાહેર ખબર.

---

પ્રિય મિત્રો આ (દેવી કીર્તનાવળી) પુસ્તક બાળ વ સર્વે દેવી ભક્તોને એક સરખું ઉપયોગી છે એટલે ફુરસદને ગાન તાનની ગમ્મત એટલુંજ નહીં પણ એ બ્હાને અન્ય તર્ક વિ- તર્ક વિગરેનુ વિસ્મરણ ' થાય અને આ દુર્ઘટ ભવાબ્ધીની અસંખ્ય દુઃખાઓનો ભુલાવો થઇ પરમાનંદ મળે છે વળી ભક્તિ મ.ર્ગપર દોરાન ર એક સાધન છે એમ માની તેના ગુણ દોષ ન જોતાં હંસ ક્ષીર ન્યાય પ્રમાણે સાર વસ્તુ જો ગૃહણ કરવાની અપેક્ષા થાય તો નીચેના સિર- નામે માત્ર રૂ. ૦—૧—૬ એક આનો છપાઇની ટીકીટ મોકલી મં- ગાવી લેશો ખરૂં જોતાં "સુંઘું ભાડુ અને સિદ્ધપુરની યાત્રા" જેવું છે. એજ વિજ્ઞાપના.

મુ. રૂપાલ
તા. કલોલ જીલ્લે વડોદરા

સાંકળેશ્વર હરિશંકર દવે
વ્યવસ્થાપક.
શ્રી વરદાયની પ્રાર્થના સમાજ ચોકારી શાખા